બાળશિક્ષા

1175

ઓમ્

# બાળશિક્ષા.

બાળકોને ધર્મનું તેમજ નીતિનું જ્ઞાન થવા સારૂ.

દોહરો.

સુધરે નીતિ બાળની, થાય ધર્મનું જ્ઞાન;
વધે જ્ઞાન વ્હેવારનું, આવે દેશાભિમાન.

રચીને પ્રસિદ્ધ કરનાર,

મંત્રી આર્ય સમાજ હીંમતનગર,

(મહીકાંઠા.)

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસ-અમદાવાદ.

સંવત ૧૯૬૪, સને ૧૯૦૮.

મુલ્ય, ૦—૦—૬.



# બાળશિક્ષા.

દીકરો—બાપા, આ બધા માણુસો અને ઝાડ પહાડ એ બધું કોણે બનાવ્યું હશે ?

બાપ—ભાઈ; એ સઘળાનો કર્તા એક ઇશ્વર છે.

સવાલ—ત્યારે ઇશ્વરનો કર્તા કોણ હશે ?

જવાબ—ઇશ્વરનો કર્તા કોઇજ નથી, તેતો હમેશાં છે ને છેજ.

સ૦—ઇશ્વર કેટલા હશે ?

જ૦—એકજ.

સ૦—એક ઇશ્વર તે આ બધું શી રીતે કરી શકતો હશે. પીતાજી ?

જ૦—તે કાંઇ માણુસ છે કે ન કરી શકે ?

સ૦—ત્યારે તે કેવો છે ?

જ૦—જો, ભાઇ, ઇશ્વર તો જે ધારે તે કરે, તેને કાંઇ માણુસની પેઠે હાથ, પગ, કાન, મ્હોં વીગેરે નથી; પણ ત્હેનામાં એવી મોટી શકતી છે કે જેથી બધું કરી શકે.

સ૦—ત્યારે પીતાજી, આપણી પડોશમાં પેલા મહારાજ

જેની પુજા કરે છે. અને ઇશ્વર કહે છે તેને તો હાથ, પગ બધુંએ છે ?

જ૦—હા, તેને તો બધુંએ છે, પણ તે કાંઇ ઇશ્વર ન કહેવાય, અજ્ઞાની માણસો તેને ઇશ્વરના અવતારની મૂર્તી કહે છે.

સ૦—શું ઇશ્વર અવતાર લેતો હશે ?

જ૦—ના, ભાઇ, ઇશ્વર પોતે તો નથી જન્મતો, કે, નથી મરતો પણ જયારે જગતમાં બહુ પાપીઓ વધી જાય છે, ત્યારે તેની પ્રેરણાથી કોઇ મહાત્મા પુરૂષ થાય, તેને અણુસમજુ માણસો ઇશ્વરનો અવતાર કહે છે.

સ૦—મહારાજ મને કહેતા હતા કે ઇશ્વર અવતાર લે છે, અને આપ કહો છો કે મહાત્મા પુરૂષ પ્રગટ થાય છે ત્યારે બેમાંથી ખરૂં શું ?

જ૦—હવે ત્હારે એ બધી પંચાત કરીને શું કામ છે ? તું ત્હારે નિશાળે જા એટલે થયું.

સ૦—પણ પીતાજી, આવી વાત મને ગમે છે, માટે કૃપા કરીને કહો તો સારૂં ?

જ૦—ભાઇ, ઇશ્વર તો અમુર્ત છે તેથી તેની મૂર્તી નથી બની શકતી, તેમજ તે અજન્મા હોવાથી અવતાર પણ ન લઈ શકે; પરંતુ આ બાબત જયારે તું કોઇ વિદ્વાનને પુછી જોઇશ ત્યારે તું બરાબર સમજી શકીશ.

સ૦—વારૂં ત્યારે; આપ પેલાં ચાર પુસ્તક લાવ્યા હતા તે શેનાં હતાં ?

જ૦—એતો ચાર વેદ છે.

સ૦—વેદ એટલે શું ? અને તેમાં શું લખેલું છે ?

જ૦—વેદ એટલે જ્ઞાન, અને તેમાં બધી જાતની વિદ્યા છે.

સ૦—ત્યારે તે કોણે બનાવેલાં હશે ?

જ૦—વેદ ઇશ્વર કૃત ( એટલે પ્રેરીત ) છે.

સ૦—વેદ ઇશ્વરને બનાવવાની શી જરૂર પડી હશે ?

જ૦—લોકોને સારે રસ્તે ચલાવવા માટે.

સ૦—વારૂં; ત્યારે તેમાં સારે રસ્તે ચલાવવાની શી બાબત લખેલી છે ?

જ૦—હા; એ વાત ત્હને કહું, કેમકે તે ત્હારે કામની છે, જો, સાંભળ.

સ૦—કહો, ત્યારે તેમાં શું લખેલું છે ?

જ૦—પહેલી વાતતો સવ્હારે વહેલાં ઊઠવું.

સ૦—વ્હેલાં ઊઠીને શું કરવું ?

જ૦—પ્રથમ સૂર્યોદય પહેલાં ઊઠી દિશા--જંગલ જઇ આવી દાતણ પાણી કરીને ન્હાવું.

સ૦—વારૂ, ત્યાર પછી ?

જ૦—ન્હાઇને સંધ્યા એટલે ઇશ્વરની ભક્તિ કરવી;

સ૦—વારૂ; આપણે તો જાણે બ્રાહ્મણ છીએ તે સંધ્યા કરીએ પણ વાણીઆ, કણબી વિગેરે શું કરે ?

જ૦—જેવી રીતે બ્રાહ્મણને સંધ્યા કરવાનો અધિકાર છે, તવી રીતે ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્રોને પણ છે.

સ૦—ત્યારે તે દિવસે મહારાજ મને સંધ્યા શીખવતા હતા અને પેલો સુજો ઠાકરડો આપણે ત્યાં આવ્યો ત્યારે, ત્હેમણે મને કહ્યું હતું કે તું મનમાં બોલજે, જો કોઇ શુદ્ર સાંભળે તો આપણને પાપ લાગે અને આપતો કહો છો કે બધાએ સંધ્યા કરવી જોઇએ.

જ૦—જો ભાઇ, આજકાલ અજ્ઞાનને લીધે એવી રૂઢી પડી ગઈ છે કે, શુદ્રોના સાંભળતાં બ્રાહ્મણો વેદના મંત્રો ન બોલે.

સ૦—વારૂ; ત્યારે સંધ્યા કર્યા પછી શું કરવું ?

જ૦—પોતે જે અભ્યાસ કરતો હોય તે કરવો.

સ૦—વેદ કેટલા છે ?

જ૦—ચાર છે.

સ૦—કયા કયા ?

જ૦—રૂગ્વેદ, યજુર્વેદ, શ્યામવેદ, અને અથર્વેદ,

સ૦—વારૂ; ત્યારે બધી દુનિયાંજ વેદ પ્રમાણે સંધ્યા વગેરે કરતી હશે કે ?

જ૦—ના, સૌસૌના માની બેઠેલા ધર્મ પ્રમાણે કરે છે.

સ૦—બીજા ધર્મ વળી જુદા હશે કે ?

જ૦—હા; કેટલાક પુરાણ મત પ્રમાણે વર્તે છે.

સ૦—પુરાણ તે શું, અને કોના બનાવેલાં છે ?

જ૦—વેદ ચાર છે પણ પુરાણ તો અઢાર છે અને વળી હજી વધતાંજ જાય છે તે વ્યાસમુનીના નામથી સ્વાર્થી લોકોએ બનાવ્યા છે અને અજ્ઞાની લોકો તેને વ્યાસનાં બનાવેલાં સમજે છે.

સ૦—તેમાં શું લખેલું છે?

જ૦—તેમાં મુખ્ય કરીને પાછલી વાતોનો ઇતિહાસ અને દ્રષ્ટાંતો છે. તેમજ થોડીક નીતિને લગતી બાબતો પણ જોવામાં આવે છે.

સ૦—નીત એટલે શું?

જ૦—હમેશાં સારે રસ્તે ચાલવું તે નીતિ.

સ૦—ત્યારે તે બાબત વેદમાં નથી?

જ૦—વેદમાં પણ છે;

સ૦—ત્યારે પુરાણ જુનાં કે, વેદ?

જ૦—જુના તો વેદ;

સ૦—વેદમાં કેવી કેવી નીતિ કહેલી છે, તે કહોની?

જ૦—માબાપની આજ્ઞા પાળવી, જુઠું ન બોલવું, ચોરી ન કરવી, અને દુરાચાર ન કરવો, વગેરે ઘણીક બાબતો વેદમાં છે.

સ૦—ત્યારે તમે પુરાણમાં એવી નીતિ છે એમ કહેતા હતા તે વાત ખરી કે નહીં?

જ૦—હાં;

સ૦—ત્યારે હમણાં તે મહારાજ પુસ્તક વાંચે છે તે શેનું છે?

જ૦—એતો ભાગવત છે.

સ૦—એ પુરાણ ખરૂં કે નહીં?

જ૦—હા. ભાગવતને પણ અઢાર પુરાણમાં ગણેલું છે.

સ૦—ત્યારે તો તેમાં ચોરી, વ્યભીચાર, અને માનવામાં ન આવે એવી વાતો આવે છે તેનું કેમ?

જ૦—ના, ના, ભાગવતમાં વળી એવું ક્યાં છે ? તું શું સમજે. ?

સ૦—કેમ વળી મહારાજ તે દિવસે વાંચતા હતા કે કાનુંડાએ દહીંને માખણ ચોરીને ખાધાં, ગોપીકાઓ સાથે રાસ ક્રીડા રચ્યો, કશ્યપ રૂષીની સ્ત્રીઓએ સૂર્ય, પૃથ્વિ, વાઘ, વગેરેને જન્મ આપી સૃષ્ટી ઉત્પન્ન કરી એ વાત શું ખરી કહેવાય ?

જ૦—ના, પણ તુ એ વાતો યાદ રાખે છે ખરો પણ એવી વાતો ત્હારે જરાએ ખરી માનવી નહીં.

સ૦—ત્યારે શું ખોટી માનવી ? જો એમ કહો, ત્યારે તો બધોએ ભાગવતનો ચોપડોજ ખોટો પડે ! તેનું કેમ ?

જ૦—ઠીક છે, એ વાત તને આગળ સમજાવીશ.

સ૦—ઠીક, આપની જેવી મરજી પણ મુસલમાન, પારસી, અંગ્રેજ, એ બધા વેદને માનતા હશે, કે પુરાણને ?

જ૦—કોઇને નહીં.

સ૦—ત્યારે શું એ લોકોનો ધર્મજ નથી કે ?

જ૦—ના, જેને તેઓ પોતાનો ધર્મ કહે છે તેતો ધર્મજ નથી, પણ પંથ છે.

સ૦—તેમનો કયો પંથ ? તે પરમેશ્વરને તો માનતા હશે કે નહીં ?

જ૦—પરમેશ્વરને તો તેઓ માને છે પણ સૌ સૌના મત પ્રમાણે માને અને ભજે છે,

સ૦—મુસલમાનો કેવી રીતે માનતા હશે ?

જ૦—મુસલમાનો કુરાનને માને છે, અને તેમાં લખ્યા પ્રમાણે વર્તે છે.

સ૦—ત્યારે પારસી લોકો પણ કુરાનને માનતા હશે ?

જ૦—ના, તે લોકોનું ધર્મ પુસ્તક જુદું છે તે લોકો પોતાના ધર્મ પુસ્તકને " ઝંદા વસ્તા " કહે છે અને તેમાં લખ્યા મુજબ ધર્મ માને છે.

સ૦—ત્યારે અંગ્રેજ લોકો શેને માનતા હશે વારૂં ?

જ૦—એ લોકોનું ધર્મ પુસ્તક " બાયબલ " કહેવાય છે અને તે પુસ્તકના હુકમ મુજબ અંગ્રેજ લોકો ચાલે છે.

સ૦—વારૂ; ત્યારે હીંદુ, મુસલમાન, પારસી, અને અંગ્રેજ એ બધાનો ઇશ્વર એક કે જુદો ?

જ૦—ભાઇ; ઇશ્વર તે વળી જુદા હોય ! ઇશ્વર તો એકજ.

સ૦—જયારે ઈશ્વર એક ત્યારે બધા જુદા કેમ ?

જ૦—જે જયાંના વતની અને જે મુલ્ક અને ખંડના રહેવાશી તે ઉપરથી તેના નામ અને તેથીજ તેનો ધર્મ પણ જુદો છે.

સ૦—ત્યારે આપણે કયાંના રહેવાશી ?

જ૦—આર્યાવર્તના.

સ૦—અને અંગ્રેજો કયાંના ?

જ૦—યુરોપના.

સ૦—હમારી ચોપડીમાં આવ્યું હતું કે ચીનના રહેવાશી તે "ચીના" યુરોપના રહેવાશી તે "યુરોપીયન" જાપાનના રહેવાશી તે "જાપાનીઝ" અને અમેરિકાના રહેવાશી તે "અમેરિકન" ત્યારે આપણે આર્યાવર્તના રહેવાશી છતાં આપણુ નામ હીંદુ કેમ ?

જ૦—વ્યાજબી રીતે તો આપણા લોકોનું નામ હિંદુ નથી પણ આર્ય છે.

સ૦—ત્યારે આપણે હિંદુ કેમ ?

જ૦—મુસલમાનોએ આપણા લોકોનું નામ હિંદુ પાડયું.

સ૦—ત્યારે આપણુ ખરૂં નામ હિંદુ નહીં પણ આર્ય છે, કેમ ? હવે આજથી કોઇ મને પુછશે તો હું આર્ય કહીશ. કેમ પીતાજી, તેમાં કાંઇ હરકત છે ?

જ૦—ના હરકત શાની.

સ૦—વારૂ, ત્યારે વેદમાં બીજી શી સારી વાતો લખેલી છે ?

જ૦—વેદમાં " બ્રહ્મચર્ય " પાળવાનું લખેલું છે.

સ૦—વળી તે શું ?

જ૦—સાત વર્ષની વય પછી ગુરૂને ત્યાં જઇ ઓછામાં ઓછો અઢાર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરવો એનું નામ " બ્રહ્મચર્ય ".

સ૦—પછી શું કરવું ?

જ૦—ત્યાર પછી ગૃહસ્થાશ્રમી થવું, એટલે પરણવું અને ગૃહસ્થાશ્રમ ધર્મ પાળવો.

સ૦—ત્યાર પછી તો કાંઇ કરવાનું નહીં કે કેમ ?

જ૦—કેમ નહીં ? ત્યાર પછી પાછો સંસાર છોડીને એકાંતમાં રહેવું તેને " વાન પ્રસ્થાશ્રમ " કહે છે.

સ૦—તેમાં શું કરવું ?

જ૦—તેમાં બ્રહ્મચર્યવસ્થામાં શીખેલી વિદ્યા પાછી તાજી કરવી અને પછી સન્યાસી થવું.

સ૦—-સન્યાસી એટલે ?

જ૦—-કેમ સન્યાસી એટલે શું તે નથી જાણતો ! આપણે ઘેર પેલા કોઇ કોઇ દીવસ હાથમાં દંડ, કમંડળ, લઇને રાઘવાનંદ જમવા આવે છે તેવા સન્યાસી.

સ૦—-હા. હા, ઠીક, ભગવાં લુગડાં પ્હેરીને હાથમાં લાંબી લાકડી અને કમંડળ લેઇને ઘેર ઘેર જમવા જાય છે તેજ સન્યાસીને ? પીતાજી એ તો ઘણું સારૂં, રોજ સારાં સારાં મીષ્ટાન્ન જમવાને મળે અને લોકો વળી મહારાજ, મહારાજ, કરે એમાંતો બહુ સુખ.

જ૦—-પણ સન્યાસીનું ખરૂં કામતો ગામેગામ ફરીને લોકોને વેદનો ઉપદેશ કરવો અને તેઓને સારે રસ્તે ચઢાવવા એજ છે એને કાંઇ એક જગ્યાએ મઠ બાંધીને બેસી રહેવાનું નથી.

સ૦—-ત્યારે આપણે ત્યાં આવે છે એતો કહીં જતાએ નથી અને આવતાએ નથી. આખો દિવસ મઠમાં બેસી ગાંજાની ચલમો પીએ છે ને લાકડાં બાળે છે.

જ૦—-બધા સન્યાસીઓ કાંઈ સરખા હોય છે ? કોઇ વળી એવા પણ હોય ! !

સ૦—-ત્યારે બધા સન્યાસીઓને ભણવુંતો પડયુંજ હશેને ?

જ૦—-આજકાલ લોકો અજ્ઞાન અને પાખંડમાં લુબ્ધ થઇ ગયા છે, અને સન્યાસીઓ પણ તેવાજ બન્યા છે; એટલે યથાર્થ રીતે આશ્રમ કોઈ પાળતું નથી.

સ૦—-આશ્રમ તે વળી કેવા ?

જ૦--કેમ ? મ્હેં ત્હને હમણાં જુદા જુદા કહ્યા તે, એટલી વારમાં વિસરી ગયો ?

સ૦--અરે હા, હા, "બ્રહ્મચર્ય," "ગૃહસ્થ," "વાનપ્રસ્થ," અને છેલ્લો " સન્યસ્ત " એજ કે નહી ?

જ૦--હા, એજ.

સ૦--કેમ વારૂં, હમણાં કોઇએ પાળતું નથી ?

જ૦—ના, હાલમાં એનું ઠીક પાલન થતું નથી તેથી આશ્રમની રીતિ તુટી છે, અને જાતિયોની પણ એવીજ માઠી દશા થઇ છે.

સ૦—જાતિ કેવી ?

જ૦—મુળતો બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર, એ ચાર જાતિયો હતી તેની હમણાં બહુ થઇ ગઇ છે.

સ૦—બહુ તે કેટલી ?

જ૦—પ્રથમ બ્રાહ્મણોમાં એકજ જાતિ હતી અને આજે બ્રાહ્મણોમાં ચોરાસી જાતો થઇ ગઇ છે. તેમજ ક્ષત્રીઓમાં પણ ઘણી જાતો અને વૈશ્યોનું તો પુછવુંજ શું ? વળી એ ત્રણે વર્ણનું ઠેકાણું નહીં એટલે પછી શુદ્રોમાં પણ સેંકડો જુદી જુદી જાતો થઈ ગઇ અને તેઓના નામ ધંધા ઉપરથી પડયાં.

સ૦--ધંધા ઊપરથી કેવી રીતે નામ પાડયાં ?

જ૦--લુગડાં શીવે તે દરજી, જોડાં શીવે તે મોચી, લુગડાં ધુવે તે ધોબી, હજામત કરે તે હજામ, વગેરે જે

૨૨૭૯



જેવો ધંધો કરે તે ઉપરથી તેના નામ પડયાં અને જુદી જુદી ન્યાતો બંધાઇ, બાકી પૂર્વે એ સૌ શુદ્ર ગણાતા હતા.

સ૦--વારૂ, એતો જાણે શુદ્રોની એટલી બધી ન્યાતો થઇ ગઇ પણ બ્રાહ્મણ, ક્ષત્રી, અને વશ્યોમાં તો એટલા બધા જુદા જુદા ધંધા નથી ? બ્રાહ્મણ તો ભીખજ માગે છે વૈશ્યો વેપાર કરે છે ? અને ક્ષત્રીઓ રાજય કરે છે.

જ૦--બ્રાહ્મણનો ધંધો કાંઈ ભીખ માગવાનો નથી.

સ૦--ત્યારે બ્રાહ્મણો શું ધંધો કરે ?

જ૦--બ્રાહ્મણોનો ધંધો વિદ્યા ભણવી અને ભણાવવી, યજ્ઞ કરવા તથા કરાવવા, અને દાન દેવું તથા લેવું. વૈશ્યોનું કામ વેપાર કરવો, અને ખેતી તથા હુન્નર કળાનાં કામ કરવાં, ક્ષત્રીનું નીતિપુર્વક રાજય કરવું અને ગૌ, બ્રાહ્મણો વગેરેની રક્ષા કરવી, અને શુદ્રનું કામ એ ત્રણે વર્ણની સેવા કરવી. પરંતુ આગળ કાંઇ એમ નહોતું કે ક્ષત્રીને ત્યાં જન્મ્યો તે ક્ષત્રીજ થાય, બ્રાહ્મણને ત્યાં જન્મ્યો તે બ્રાહ્મણ થાય, અને શુદ્રને ત્યાં જન્મ્યો તે શુદ્રજ રહે.

સ૦--ત્યારે કેવી રીતે હતું ? આપના કહેવા ઉપરથી તો એમ સમજાય છે કે બ્રાહ્મણનો શુદ્ર થઇ જાય અને શુદ્રનો બ્રહ્મણ થઇ જાય; એતે શું કાંઇ બને ? આપણાથી શું વાણીઆને ઘેર જઇને ખવાશે ?

જ૦--જો, ભાઇ, પ્રથમ એમજ હતું કે, જે વિદ્યાભ્યાસ કરે અને જેનામાં બ્રાહ્મણના જેવા સાત્વીક ગુણ હોય તે બ્રાહ્મણ કહેવાતો.

સ૦--વારૂ ત્યારે ક્ષત્રી શી રીતે થાય ?

જ૦--વિદ્યાભ્યાસ તો ક્ષત્રીએ પણ કરવો જોઇએ પણ જેનામાં ક્ષત્રીપણાનો એટલે શૌર્યનો ગુણ હોય તે તે ક્ષત્રી કહેવાતા.

સ૦--ત્યારે વૈસ્ય અને શુદ્ર કેમ થતા ?

જ૦--જેની બુદ્ધિ ખેતી અને વેપાર કરવામાં વિશેષ જણાતી તેને લોકો વૈસ્ય ગણતા અને જેની બુદ્ધિ એ ત્રણેમાં ન ચાલતી તે શુદ્ર કહેવાતા. આવી રીતે પ્રથમ હતું, અને તે વખતે વેદમાં વર્ણવેલો ધર્મ સઘળી જગ્યાએ મનાતો અને ચાલતો. જેમ જેમ લોકો અજ્ઞાની થતા ગયા, તેમ તેમ ફેર પડતો ગયો; અને અત્યારે આપણે છેક અધમ દશા ભોગવીએ છીએ તે તેનુંજ કારણ છે.

સ૦--જયારે વેદ ધર્મ આવો ઊત્તમ છે ત્યારે તેની છેક માઠી દશા કેમ થઇ ?

જ૦--સ્વાર્થી લોકોએ લોકોને ખરો ઊપદેશ કરવો મુકી દઇને જેવી રીતે પોતાનું પુજન થાય, અને સ્વાર્થ સરે તેવોજ ઊપદેશ કર્યો તેથી ખરી વાત ઢંકાઇ ગઇ.

સ૦--ત્યારે તમે જે આ બધી વાત કહો છો એનો તમને કોણે ઉપદેશ કર્યો ?

જ૦—હમણાંજ થોડા વર્ષ ઉપર કાઠીઆવાડના મોરબી શેહેરમાં એક સ્વામી દયાનંદ કરીને જન્મ્યા હતા તેમણે લોકોને ઉંઘમાંથી જગાડયા અને વેદનો ઉપ- દેશ દેશોદેશ ફરીને કર્યો, જેથી ઘણા લોકો સત્ય ધર્મ શું છે તેથી જાણીતા થયા. ખરે, દયાનંદ સ્વામીતો એક મહા પુરૂષજ હતા.

સ૦—તે શું ! સન્યાસી હતા ?

જ૦—હા, તે સન્યાસી હતા; અને બહુજ મોટા વિદ્વાન હતા. તેમણે વેદનો અર્થ હિન્દી ભાષામાં કર્યો છે, જેથી ઘણા લોકો વેદધર્મથી જાણીતા થયા છે.

સ૦—તે સ્વામી હાલ કયાં રહે છે ?

જ૦—તે સ્વામીતો દેવલોક થઇ ગયા છે.

સ૦—ત્યારે લોકોને હવે એવો બોધ કોણ કરતું હશે ?

જ૦—તે સ્વામીએ એક આર્યસમાજ નામની સભા સ્થાપી છે, તેમાં ઘણા વિદ્વાન લોકો છે, તે લોકો ગામે ગામ ફરીને ઉપદેશ કરે છે; તેમજ એ ધર્મના સં- ન્યાસીઓ પણ ઉપદેશ કરે છે ?

સ૦—એવી આર્ય સમાજ કેટલી છે ?

જ૦—ઓહો ! ! સમાજો તો ચાર પાંચ હજાર હશે અને દિવસે દિવસે વધતીજ જાય છે.

સ૦—ત્યારે સમાજમાં દરરોજ બધા લોકો આવતા હશે કે ?

જ૦—ના, દરરોજ તો નહીં, પણ સોમવારે સાંજના બધા એકઠા થઇને ઇશ્વર પ્રાર્થના કરે છે.

સ૦—ત્યાં કયા માણુસો જઇ શકે ?

જ૦—દરેક માણુસ જઇ શકે છે.

સ૦—ત્યારે એમાં કાંઈ પૈસા કે દક્ષિણા આપવી પડે કે ?

જ૦—ના, જેની મરજીમાં આવે તે માણુસ પરોપકારના કામમાં સમાજને દાન કરે છે.

સ૦—ત્યારે પીતાજી આ વાતતો મ્હેં આજેજ જાણી તમે મને રજા આપો તો હું દર સોમવારે ત્યાં જાઉં.

જ૦—હા ભલે ત્યાં જવાને કશી અડચણ નથી.

સ૦—આપણે કાંઇ પૈસા આપવા પડશે કે ?

જ૦—હા, તેમાં શું ? એવા સારા કામમાં પૈસા તો શું પણ જીંદગી સુદ્ધાંત્ આપી દેવી જોઇએ.

સ૦—ત્યારે એમાં જે લોકો દાખલ થયા છે તે લોકો એક બીજાને મળે ત્યારે શું કહેતા હશે ?

જ૦—એ લોકો એકબીજાને “ નમસ્તે ” કહે છે.

સ૦—ત્યારેતો હું પણ સોમવારે જઇશ ત્યારે નમસ્તે, નમસ્તે, કહીશ.

સમાપ્ત.

ओ३म्

# આર્યસમાજના નિયમો.

૧ સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨ ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળું, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વેશ્વર, સર્વ વ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય પવિત્ર, અને સૃષ્ટી કત્તા છે, તેની ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે, વેદનું ભણવું, ભણાવવુ, અને સાંભળવું, સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪ સત્યનું ગ્રહણ કરવામાં અને અસત્યને છોડવામાં સર્વને ઉદ્યત રહેવું જોઇએ.

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત સત્ય તથા અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

૬ સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે અર્થાત શારીરિક, આત્મિક, અને સામાજીક ઉન્નતી કરવી.

૭ સર્વ સાથે પ્રીતિ પૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ,

૮ અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯ પ્રત્યેક જણે પોતાની ઊન્નતીમાં સંતુષ્ટ ન રહેવું જોઇએ પરંતુ સર્વની ઊન્નતીમાં પોતાની ઊન્નતિ સમજવી જોઇએ.

૧૦ સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પ્રત્યેક હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.



